

હારમોનીયમ, ફીડલ, દીલરૂબા, તાઉસ,
સીતાર વીગેરે સંપુર્ણ સુરના સર્વે
વાજીંત્રો શીખવા માટે

# વાજિંત્ર શિક્ષક.

ભાગ ૧ લો. આવૃતી ૭ જી.

બનાવનાર નાનાભાઇ દામોદર
વાજીંત્ર શિક્ષક

કીમત રૂપીઓ એક

# સર્વ વાજિત્ર શિક્ષક.

## ભાગ ૧ લો આવૃતિ ૩ જી.

" હાર્મોનિયમ " ફિડલ, દીલરૂબા, તાઊસ, સીતાર વગેરે
સંપૂર્ણ સુરના સર્વ વાજિત્રો શીખવાની ચોપડી.

દોહરો.

રાત્રી ચંદ્ર વિના વળી, વર વિણ જેવી જાન; પતિ પાખી જેવી સતી, તેમ વાદ્ય વિણ ગાન;
રસના ભાવ વિના નહીં, પામે કાવ્ય વખાણ; તેમ તાલ સુરમય છતાં, વાદ્ય વિનાનું ગાન.


બનાવનાર.

નાનાભાઇ દામોદર વાજિત્ર શિક્ષક.

કાલબાદેવીને રસ્તે પીકીટરોડને નાકે.



સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

કિમ્મત રૂપિઓ એક.

# પ્રસ્તાવના.

સાહિત્ય અને સંગીતનો વધારો અને કેળવણી રાજ્યની સ્થિરતા અને દેશની શાંતિપર આધાર રાખે છે. બહાદુર બ્રીટીશના આશરા તળે આર્યદેશનાં સાહિત્ય અને સંગીતની નહીં માની શકાય એવી ઝડપથી વૃદ્ધિ થતી જાય છે. દેશી સંગીત વિદ્યાને કઠોર લાગે એવાં વાજાં (કૉન્સર્ટિના) અને (એકૉર્ડિયન) વગેરેએ ગયા દસ બાર વર્ષના અરસામાં "હાર્મોન્યમ" જેવા પૂર્ણ સપ્તકવાળાં વાદ્યને જગા આપી છે તે ગાયન વિદ્યાની એક નિશાની છે. (એકૉર્ડિયન અને કૉન્સર્ટીના) ની જગ્યાએ, "હાર્મોન્યમની" સુંદર સુરાવટો સુખી ઘરોમાંથી નિકળતી હમણા સાંભળવામાં આવે છે, તેવે સમયે મારા થોડાક અભ્યાસના પરિણામ તરીકે આ "સર્વ વાજિત્ર શિક્ષક" પ્રજાની શેવામાં ધરૂં તે કોઇપણ પ્રકારે ખોટું કહેવાશે નહિં.

અહીંતહીં ઊપર ઊપરથી અપૂર્ણપણે ઊતારો કરીને કેટલાક અધુરા ઘડાઓ વાજિત્ર શિખવાની ચોપડીઓ છપાવવાની ઊતાવળમાં પડી જાય છે તેમને માટે શિખામણનું માત્ર એકજ વાક્ય બસ છે અને તે એ કે "સંગીતનું જ્ઞાન સંપાદન કરી ગ્રંથ કરતા થવું એ બાળકની રમત કે ખાવાનું કામ નથી."

હશે! પણ તેથી મારૂં આ "સર્વ વાજિત્ર શિક્ષક" સર્વ પ્રકારે પૂર્ણ છે એવો મારો આગ્રહ કે અહંકાર નથી, શિક્ષક વિના વાજિત્ર શિખવી શકે એવા ગ્રંથ કર્ત્તાઓ અને તેમની વક્ષણે દોરવાયલી પ્રજાજનોને મારી એટલીજ વિનંતી છે કે "ગુરૂ વિના જ્ઞાન નહીં" એ શાસ્ત્રની પુરાણી કહેવત તેમણે ધ્યાનમાં રાખવી.

ગુરૂ બીન જ્ઞાન નહી, ગુરૂ બીન ધ્યાન નહીં; ગુરૂ બીન આતમવિચાર વહુત્વ હૈ;
ગુરૂ બીન પ્રેમ નહી, ગુરૂ બીન પ્રીતી નહીં, ગુરૂ બીન શીલ હુ સંતોષ ગહત્વ હૈ;
ગુરૂ બીન વાસ નહી, બુદ્ધિકો પ્રકાશ નહીં, ભ્રમ હુકો નાશ નહીં, સંશય રહત્વ હૈ;
ગુરૂ બીન વાટ નહી, કૌડી બીન હાટ નહી, સુંદર પ્રગટ લોક વેદયોં કહુત્વ હૈ.

દુહો—ગુરૂ બીન જ્ઞાન ન ઊપજે, ગુરૂ બીન મીલે ન ભેદ;
ગુરૂ બીન સંશય ના મીટે, જય જય જય ગુરૂ દેવ.

કોઇ પણ અજાણે મારગે જતી વખતે ભોમીયાની જરૂર પડે છે. આંધળાને જેમ દોરનારની જરૂર પડે છે તેમ જ્ઞાનમાં અજાણ્યા એવા સૌને ગુરૂની જરૂર છે.

મારૂં "સર્વ વાજિત્ર શિક્ષક" શિખવાને શિક્ષકની સહાયતાની જરૂર છેજ એ પહેલેથી કબુલ કરૂં છું, તેમજ વળી આ પણ કહું છું કે શિક્ષક વિના કોઇ પણ વાજિ- ૪

ત્રમાં ગાયનો માત્ર છાપેલાં પુસ્તકો પરથી ઉતારવાં કે શીખવાં એ ભુલભુલવણીમાંથી બહાર પડવાને ફાંફાં મારવા જેવું છે, છતાં આટલું તો ખરૂં કે, તીક્ષણ બુદ્ધિ તથા સંગીતના થોડાં જ્ઞાનની મીલાવટથી આ "સર્વ વાજિત્ર શિક્ષક" શિખવામાં શિક્ષકની બહુ થોડી ગરજ પડે છે. છેહલે મારૂં કહેવું એટલુંજ છે કે, આ પુસ્તકની એટલે કે સંગીતના સુરોની કંઈ મેં નવી શોધ કરી નથી, આર્ય સંગીત શાસ્ત્રોમાં આવા નિયમો દીવાજેવા છે, તેમનું શોધન કરીને માત્ર મેં તેમને એક સ્થળે એકઠાં કર્યાં છે. એક ગ્રંથ કર્તામાં ખપવાની મારી ઇચ્છા નથી. કંઇપણ ઉપયોગી ચીજ પ્રજાને અર્પણ કરી પ્રજાને ઉપયોગી થવું એજ મારો પ્રયત્ન છે છતાં જેવી ઉલટથી મારા પેહેલા "વાજિત્ર શિક્ષક" (કૉન્સર્ટિના અને ફ્લુટ) ને તેમજ આ ચોપડીની પેહેલી આવૃતિને તેમજ આ સર્વ "વાજિત્ર શિક્ષક" ના બીજા ભાગને પ્રજાથી ઉત્તેજન મળ્યું છે, એવું ઉત્તેજન આ મારા ચોથા પ્રયત્નને મળશે એટલે હું મારો શ્રમ સફળ થયો માનીશ. ૫

આ પુસ્તકનું નામ "સર્વ વાજિત્ર શિક્ષક" આપ્યું છે. તેના સંબંધમાં મારે થોડો ખુલાસો કરવાનો છે અને તે એ કે સાત તીવ્ર, પાંચ કોમળ, ખરજ અને ટીપ સુરોનું જ્ઞાન ધરાવનારાઓ સંપૂર્ણ સપ્તકવાળા સર્વ વાજિત્રો પર મારા આપેલાં સર્વ ગાયનો ઘટતી મેહે-

નત અને શ્રમ પછી સારી રીતે વગાડી શકશે પણ સાધારણ જ્ઞાનવાળાઓ "હાર્મોનિયમ" પર તે ગાયનો સહેલાઇથી વગાડી શકશે.

શુદ્ધિપત્રમાં બતાવેલી ભુલો ચોપડીમાં જોઇને શીખવનારે પ્રથમ સુધારી લેવી કારણ કે તેમ કર્યા વિના કોઇ કોઇ ઠેકાણે સમજવામાં ખામી રહી જશે, તેમજ પ્રથમ કેટલાંક પાનાં વાજિત્રોની સમજણના મુકેલા છે તે પ્રથમ વાંચીને સમજી લેવાં. વળી કોઇ કોઈ જગ્યાએ નીચે લીટી કરીને નિશાનીઓથી વિશેષ હકીકત બતાવી છે તે પણ ધ્યાનમાં રાખીને સમજી લેવી જોઇયે.

આ ચોપડીમાં ૪૫ બહારના અને ૩૫ જાણીતા નાટકોના મળી ૮૦ ગાયનો સમાવેલા છે. ગાયનો હિંદુસ્તાની અને જાણીતાજ લીધેલા છે. છતાં કોઇ પણ ગાયનની રાહ વખતે ન સમજાય યાતો બીજી કોઇ પણ અડચણ નડે તો ખુશીથી તેનો ખુલાસો કર્તાને મળ્યાથી મળી શકશે, દેશાવરના ગ્રાહકો જાતે મળી ખુલાસો મેળવી ન શકે માટે તેઓએ પત્રદ્વારાએ ખુલાસો પુછવો.

સેવક નાનાભાઇ દામોદર વાજિત્ર શિક્ષક.

મુંબઈ—કાલકાદેવીને રસ્તે પાંકોટ રોડને નાકે.

# ગાયનનું સાંકળિયું.

| ગાયન. | | રાગ. | તાલ. |
|---|---|---|---|
| ૧ | ખુદા યા તું ખાવીંદ સબસે બડા ... ... ... ... ... | મસનવી ... ... | ...દીપચંદી |
| ૨ | છોરી બામનકી, અંગીઆકુ અત્તર લગાકે ચલી... ... ... | કાલીંગડો ... ... | ...કેરબો |
| ૩ | તકદીર હમારી ઇનદીનો કૂયેસી બદલ ગઈ ... ... ... | કાફી, જીલ્લા... ... | ...દાદરો |
| ૪ | ખુશીસે કાટલે દીલદાર ગરદન... ... ... ... ... ... | યમની... ... ... | ...દીપચંદી |
| ૫ | તક તક મારે નજરીયાં રાય... ... ... ... ... ... | જીલ્લા... ... ... | ...કેરબો |
| ૬ | દીલદારી કીનીરે ... ... ... ... ... ... ... | ભોપાળી ... ... | ...અદ્ધો |
| ૭ | આજ શામ મોહેલીનો બાંસરી બજાયકે ... ... ... ... | ખમાચ... ... ... | ...દાદરો |
| ૮ | સમાલો તેગ અદાકો જરા સુનોતો સહી... ... ... ... | કાફી જીલ્લા... ... | ...દાદરો |
| ૯ | પીયાકે ચીત્ર બન પ્રીતમ પ્યારે ... ... ... ... ... | જંગલા ઠુમરી ... | ...ત્રીતાલો |
| ૧૦ | એક ચતર નાર કરકે સીંગાર ... ... ... ... ... | કાફી જીલ્લા... ... | ...ત્રીતાલો |
| ૧૧ | જમુનાપે બજરહી બાંસરીયાં... ... ... ... ... ... | ખમાચ, ઠુમરી ... | ...પંજાબી |

| ગાયન. | | રાગ. | તાલ |
|---|---|---|---|
| ૪૦ | જોગી મોરો રામા કહાં ગયોરે... ... ... ... ... ... | પીલુ ... ... ... | ...કેરબો |
| ૪૧ | કયુંરે ખડા હીંદુસ્તાની તોરી નજર દીવાની... ... ... ... | પીલુ ... ... ... | ...દીપચંદી |
| ૪૨ | નાથ કૈસે ગજકો બંધ છુડાયો... ... ... ... ... ... | પદ, જીઝોટી ... ... | ...દીપચંદી |
| ૪૩ | ગઈ યક બયક જો હવા પલટ નતો દીલકો મેરે કરાર હે ... | ગઝલ જંગલા... | ... પીસ્તો |
| ૪૪ | સૈયા તોરે પૈયાં લાગું ઐયાં ન મરોર ... ... ... ... | ઠુમરી કાફી ... | ...ત્રીતાલો |
| ૪૫ | કંથ બીના રહી અકેલી મોરી જાન... ... ... ... ... | સીંધ, ઠુમરી ... | ...ત્રીતાલો |
| ૪૬ | મારૂં જોબન બીત્યો જાય બાદીલા એગે આયોરે ... ... ... | મહાડ ... ... | ...દાદરો |
| ૪૭ | કુદરત રહમતકા હયે યા રબ તું ઇસરાર ... ... ... ... | જીલ્લા. કલ્યાણ... | ...ત્રીતાલો |
| ૪૮ | કયુંજી આશક જો મર જાતે તુંમપર જી દેને કોન આતે... ... | ગત, કાલીંગડા ... | ...કેરબો |
| ૪૯ | આહ આહ ઘોડા મેરા ચલતા કયેસા જમ જમ થમ થમ કે ... | (બ્રીકાએક પોલકા | કેરબો-દાદરો |
| ૫૦ | પનાહ ખુદાકી પનાહ ... ... ... ... ... ... ... | (અગેન અગેન ... | ...દાદરો |
| ૫૧ | પૈસા પૈસા પૈસા તેરી અજબ બની બલીહારી ... ... ... | (ક્રોમ.કુ.ચુ. કુ. આઇકમ | કેરબો |
| ૫૨ | લાગી હયે લગન તુજસે છુટા કોન સકેગા ... ... ... ... | ગઝલ, ભયેરવી ... | ...પીસ્તો |
| ૫૩ | બાબી સાહબ કયું હો ખફા ... ... ... ... ... ... | જીલ્લા ... ... | ...દાદરો |

| ગાયન. | તાલ. | દાદરો. |
|---|---|---|
| ૫૪ હાય હાય રે પેટ હાયે દેહ કયેસા તેરા ગમ ... ... ... ... | ( અંગ્રેજી ગત) | કેરબો દાદરો |
| ૫૫ સો જા સો જા અયે હમારે જીગર ... ... ... ... ... | (સેસોર ... ... | ...દાદરો |
| ૫૬ મયે બન ચલી હું માલનીયા ... ... ... ... ... ... | (બરવા ... ... | ...લાવણી |
| ૫૭ મયે જાનતીથી પરીદોંસે અચ્છા નહી કોઇ ... ... ... ... | ગઝલ, જીલ્લા, ગારા... | પીસ્તો |
| ૫૮ અયે બાદે સબાજા ચમન ચમન ફીર પતાતું ગુલકાલા ... ... | જીલ્લા ... | ...મરાઠી લાવણી |
| ૫૯ ચંદર મુખ સુંદર તન સુન તું ઓપરી... ... ... ... ... | જીઝોટી ... ... | ...દાદરો |
| ૬૦ તોરા સચ નહી કહેનારે ... ... ... ... ... ... ... | ભયેરવી ... ... | ...અદ્દા |
| ૬૧ લીખી હયે તકસીર સરાસર ખતા હમારે હાતોસે ... ... ... | પીલુ-બરવા... ... | લાવણી |
| ૬૨ કરમકર મેરે હાલ પર અયે કરીમ ... .. ... ... ... | માલકોશ ... ... | દીપચંદી |
| ૬૩ અમાન તું હમાનકો દીજીએ ... ... ... ... ... ... | કહાનડો-અડાણા ... | ...ત્રીતાલો |
| ૬૪ કોઇ સુનો મેરી ફરીયાદ ... ... ... ... ... ... ... | જીલ્લા ... | ...મરાઠી લાવણી |
| ૬૫ હજાર શુક્ર હએ ખુદાએ દો જહાનકા ... ... ... ... ... | (અંગ્રેજી ગત) ... | દાદરો-કેરબો |
| ૬૬ ચલન કર ભલે માતા બાત સુન તું લે... ... ... ... ... | જીલ્લા, જીઝોટી... | ...દાદરો |
| ૬૭ બદકારી જારી કરને જો આએ ... ... ... ... ... ... | ખમાચ ... ... | ...અદ્દા |

# તાઉસ.

તાઉસ તથા દીલરૂબા તથા ઈસરાજ વગાડવાની તથા મેળવવાની રીત સરખી છે, માત્ર આકારમાંજ ફરક છે. તાઉસને નીચે મોરનો આકાર હોય છે, ને દીલરૂબા અથવા ઇસરાજ સાદા હોય છે, ઘણું કરીને બન્ને સરખા આકારના હોય છે, અને નામે પણ દીલરૂબાને ઇસ-રાજ કહીએ તો ચાલે, એને પડદાતો ચોવીસ જોઇએ, પણ વગાડતા ગુંચવણ પડી જાય, માટે સૌ સૌને ગમે તેટલા રાખે છે, અને જે રાગમાં જે પડદાનું કામ પડે છે તો નીચેનો પડદો ખસેડીને કોમલ યા તીવ્ર જેનો ખપ પડે છે તે ગોઠવે છે, અમોએ વીસ પડદાથી કામ લીધું છે, એક “ખરજનો કોમલ (ધુ)” બીજો “સુદનો કોમલ (રી)” ત્રીજો “સુરનો કોમલ (ધુ)” અને ચોથો “દીપનો કોમલ (રી)” મળીને ચાર પડદાઓની જગ્યા ખાલી રાખી છે, ખપ પડે તો નીચેના પડદા ખસેડીને ઉપર લેવા, પણ “સા” અને “પ” ના પડદાને કોઇ વાર પણ ખસેડવો નહીં, કારણ કે તે કંઇ કોમળ તીવ્ર થતા નથી, બાકીના પાંચે સુરો કોમળ તીવ્ર થાય છે. કોમળ તીવ્રને કોઇ ઉતરી ચઢી પણ કહે છે, કોમળ એટલે ઉતરતો (અડધો) સુર, અને તીવ્ર તે ચઢતો (આખો) સુર, હવે આ ચોવીસે પડદા નીચે મુજબ ઓળખવા.

**નીચેના ૨૪ પડદાઓમાં ૩ જા, ૮ મા, ૧૫ મા અને ૨૦ મા પડદાની જગ્યા અમોએ ચિત્રમાં ખાલી રાખેલી છે.**

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | લો | ખરજનો તીવ્ર | ખ (મ) | જેને | ખરજની ચઢી | "મધ્યમ" | પણ કહે છે. |
| ૨ | જો | ખરજનો | ખ (પ) | જેને | ખરજની | "પંચમ" | પણ કહે છે. |
| ૩ | જો | ખરજનો કોમળ | ખ (ધ) | જેને | ખરજની ઉતરી | "ધૈવત" | પણ કહે છે. |
| ૪ | થો | ખરજનો તીવ્ર | ખ (ધ) | જેને | ખરજની ચઢી | "ધૈવત" | પણ કહે છે. |
| ૫ | મો | ખરજનો કોમળ | ખ (ની) | જેને | ખરજની ઉતરી | "નીષાદ" | પણ કહે છે. |
| ૬ | ઠો | ખરજનો તીવ્ર | ખ (ની) | જેને | ખરજની ચઢી | "નીષાદ" | પણ કહે છે. |
| ૭ | મો | સુરનો | (સા) | જેને | સુરનો | "શડજ" | પણ કહે છે. |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | મો | સુરનો | કોમળ | (રી) | જેને | સુરની | ઉતરી | "રીખવ" | પણ કહે છે. |
| ૯ | મો | સુરનો | તીવ્ર | (રી) | જેને | સુરની | ચઢી | "રીખવ" | પણ કહે છે. |
| ૧૦ | મો | સુરનો | કોમળ | (ગ) | જેને | સુરની | ઉતરી | "ગંધાર" | પણ કહે છે. |
| ૧૧ | મો | સુરનો | તીવ્ર | (ગ) | જેને | સુરની | ચઢી | "ગંધાર" | પણ કહે છે. |
| ૧૨ | મો | સુરનો | કોમળ | (મ) | જેને | સુરની | ઉતરી | "મધ્યમ" | પણ કહે છે. |
| ૧૩ | મો | સુરનો | તીવ્ર | (મ) | જેને | સુરની | ચઢી | "મધ્યમ" | પણ કહે છે. |
| ૧૪ | મો | સુરનો | | (પ) | જેને | સુરની | | "પંચમ" | પણ કહે છે. |
| ૧૫ | મો | સુરનો | કોમળ | (ધ) | જેને | સુરની | ઉતરી | "ધૈવત" | પણ કહે છે. |
| ૧૬ | મો | સુરનો | તીવ્ર | (ધ) | જેને | સુરની | ચઢી | "ધૈવત" | પણ કહે છે. |
| ૧૭ | મો | સરનો | કોમળ | (ની) | જેને | સુરની | ઉતરી | "નીષાદ" | પણ કહે છે. |
| ૧૮ | મો | સુરનો | તીવ્ર | (ની) | જેને | સુરની | ચઢી | "નીષાદ" | પણ કહે છે. |
| ૧૯ | મો | ટીપનો | | ટી (સા) | જેને | ટીપની | | "શડજ" | પણ કહે છે. |
| ૨૦ | મો | ટીપનો | કોમળ | ટી (રી) | જેને | ટીપની | ઉતરી | "રીખવ" | પણ કહે છે. |

૨૧ મો ટીપનો તીવ્ર (ટી / રી) જેને ટીપની ચઢી "રીખવ" પણ કહે છે.

૨૨ મો ટીપનો કોમળ (ટી / ગુ) જેને ટીપની ઉતરી "ગંધાર" પણ કહે છે.

૨૩ મો ટીપનો તીવ્ર (ટી / ગ) જેને ટીપનો ચઢી "ગંધાર" પણ કહે છે.

૨૪ મો ટીપનો કોમળ (ટી / મુ) જેને ટીપની ઉતરી "મધ્યમ" પણ કહે છે.

હવે ચોવીસે પડદાના નામો સમજ્યા, પણ તેથી કંઈ ત્રણે ગ્રામોના સુરો પુરા થયા નહીં. ત્રણ ગ્રામ તેમાં પેહેલો ગ્રામ તેને ખરજનો ગ્રામ કહે છે, બીજો ગ્રામ તેને સુરનો ગ્રામ કહે છે અને ત્રીજો ગ્રામ તેને ટીપનો ગ્રામ કહે છે. ૫

હવે આ ચોવીસ પડદા તેમાં પેહેલા પડદાનો અવાજ તો "ખરજનો તીવ્ર (મ)" થયો, ત્યારે બાકીના છ સુરો રહી ગયા તે જયારે ઉપરના ચારે તારો મેળવવાની રીત આવડશે ત્યારે એ છ સુરોના અવાજ ઓળખતા આવડશે, એ છ સુરો કહયા કહયા રહ્યા તે એક તો "ખરજનો (સા)" બીજો "ખરજનો કોમળ (રુી)" ત્રીજો "ખરજનો તીવ્ર (રી)" ચોથો

“ખરજનો કોમળ (ગુ)” પાંચમો “ખરજનો તીવ્ર (ગ) અને છઠ્ઠો “ખરજનો કોમળ (મુ) એટલા ઓળખવા બાકી રહ્યા તે આગળ આવશે.

હવે ઉપરના ચાર તારો મેળવવાને પેહેલા તો તાઉસને આપણા ડાબા ખભા પર મુકવો ડાબી તરફનો પેહેલોજ તાર લોખંડનો આવે છે, તેને “બાજતાર” અથવા મધ્યમનો તાર પણ કહે છે. બીજો પીતળનો તેને “પંચમનો” તાર કહે છે. એ તારો મેળવવાની રીત એ છે કે પેહેલાં જોડ તારને માણસના ગળાના અવાજ સાથે અથવા કોઈ પણ સાજ સાથે મેળવવો. અને “સા” એવો અવાજ કરવો, એ “ખરજનો (સા)” થશે. એજ તારના પેહેલા પડદા પર આંગળી મુકીને અવાજ કરવાથી “ખરજનો કોમળ (રી)” થશે, બીજા પડદા પર આંગળી મુકી અવાજ કરવાથી “ખરજનો તીવ્ર (રી)” થશે, ત્રીજા પડદાની જગ્યા ખાલી છે તે “ખરજના કોમળ (ગુ)” ની છે ચોથા પડદા પર આંગળી મુકી અવાજ કરવાથી “ખરજનો તીવ્ર (ગ) થશે, પાંચમો પડદો અવાજ કરવાથી “ખરજનો કોમળ(મુ)” થશે. આ પડદાનો અવાજ અને પેહેલા બાજ તારનો અવાજ એક સરખો કરવો, એટલે બાજ તાર ખાલી વાગ્યો તે “ખરજનો કોમળ (મુ)” થશે. એ પ્રમાણે બાકી રહી ગએલા ખરજના છ સુરો (-સા-રુી-રી-ગુ-ગ-મુ-) ઓળખવા.

ઉપરના ચાર તારો મેળવવાની બીજી રીત એ છે કે પહેલાં જોડ તારનો ખાલી અવાજ કહાડવો, ને બાજ તારના સાતમા પડદા પર આંગળી મુકીને અવાજ કહાડવો, તો આ ખરજના (સા) ની સાથે સુરનો (સા) મળવાથી બાજ તાર મળશે, હવે ત્રીજા એક તારનો અવાજ પણ બીજા જોડ તારના જેવોજ થવો જોઈએ, અને ચોથો પંચમનો તાર તે બાજ તારના બીજા પડદા પર આંગળી મુકી જે અવાજ નીકળે તેની સાથે મેળવવો.

નીચેના ઝીણા તારો તેને તરપના તારો કહે છે. તેને એક તારના અવાજ સાથે પહેલો તાર મેળવવો. પછી એક પછી એક "સારીગમ" ના ચઢતા અવાજે મેળવી લેવા. અને જ્યારે વધારે સુરનું જ્ઞાન થાય ત્યારે દરેક પડદા જે રાગને સારૂ ગોઠવ્યા હોય તે પડદાના સુરો પ્રમાણે તરપો મેળવી હોય તો અવાજ ઘણોજ સારો લાગશે. ૭

ખરજના કોમળ (મ) સુધી તો ગજ બાજ તાર પર ફેરવવો, પણ બીજા બાકી રહેલા ખરજના છ સુરોને માટે ગજને જોડ તાર પર ફેરવવો.

ખરજ ગ્રામ તથા સુર ગ્રામના બધા પડદાની સમજ આવી ગઈ, પણ ટીપ ગ્રામ પૂરો થયો નથી, એ તો ટીપના કોમળ (મ) આગળથી અટકે છે. હવે કોઈ ગાયનમાં ટીપના બાકી રહેલા સુરોનો ખપ પડે તો ગાયન શરૂ કરતાં ખરજના "પંચમને" સુરનો "સા" ગણીને હીસાબ બાંધવો પડે છે.

# સીતાર.

હવે સીતારને મેળવવાની રીત પણ તાઉસની માફકજ છે, પણ તેને તરપો ઘણું કરીને લોકો નાંખતા નથી, ને કોઈ નાંખે છે, તેને ઉપરના તાર કોઈ છ અને કોઇ સાત નાંખે છે. પહેલા ત્રણ તારતો તાઉસની માફકજ મેળવવા, ચોથો લોખંડનો નાંખવો પડે છે, તેને ખરજના "પંચમ" સાથે મેળવવો, પાંચમો સુરના "સા" સાથે મેળવવો, છઠ્ઠો સુરના "પંચમ", સાથે મેળવવો, ને સાતમો ટીપના "સા" સાથે મેળવવો, આ તારો પણ લોખંડના નાંખવા. આટલી સમજો લીધા બાદ "સારીગમ" વગાડતાં શીખીને ગાયનો શરૂ કરવાં.

# ફિડલ.



# ફિડ્લ.

"ફિડ્લ"ને કોઈ "વાયોલીન" પણ કહે છે. કલકત્તા તરફ "એહેલા" ને નામે પણ ઓળખાય છે, એને ચાર તાર આવે છે અને તાર ઉપર આંગળીઓ દબાવવી પડે છે, અને જે તાર ઉપર આંગળી મુકીને સુર કહાડીયે તેજ તાર ઉપર ગજ પણ ફેરવવો પડે છે.

"બ્રીજ" એટલે ઘોડી કે જેનાપર ચાર દોરીઓ રહે છે તે આ ઘોડીને ફિડ્લની અડખે પડખે જે લાંબા બે ચીરા પાડેલા તેની વચમાંજ સેહેજ ખાંચ છે, તેઓની સન્મુખ રાખવી તેના પર ચાર દોરીઓ સરખે અંતરે ગોઠવવી. અને ગજને ઘોડી અને કાળી પટીના છેડાની વચમાં ફેરવવો, સૌથી પાતળી દોરી તે પહેલી, તેનાથી જાડી તે બીજી, તેની પાસેની તેનાથી જાડી તે ત્રીજી, તેની પાસેની તેનાથી જાડી તાર વણેલી આવે છે તે ચોથી, આ ચારે દોરીઓ તાંતની બનાવટની આવે છે. આ ચારે દોરીઓ મેળવવામાં ઘણી સંભાળ રાખવી પડે છે અને લાંબા વખતનો મહાવરો જોઈયે, તોપણ અમો મેળવવાની કેટલીક રીતો આપીયે છીયે.

પ્રથમ ઘણીજ સવળતાથી જો ચારે દોરીઓ મેળવવી હોય તો તેને માટે સાથે જોડાયેલી ચાર નળીનું મોઢેથી વગાડવાનું એક વાજું મળે છે. જાડા સુરની નળી પ્રથમ વગાડીને તેની સાથે ચોથી દોરી ચડાવીને અથવા ઉતારીને એવી રીતે મેળવવી કે બેઉ સુર એક થઈ જાય.

તેનાથી ચડતા સુરની નળી વગાડીને ત્રીજી દોરી મેળવવી, તેનાથી ચડતા સુરની વગાડી બીજી દોરી, અને તેનાથી ચઢતા સુરની તે પેહેલી દોરી, જેમ ઝીણો અવાજ તેમ ચડતો સુર સમજવો.

બીજી રીતે મેળવવાને તેમાંથી પ્રથમ "સારીગમ" ના સુરો સોધી કહાડવા જોઇએ, તે નીચે પ્રમાણે.

ચારે દોરીઓ ચાવીમાંથી નીકળીને જે તેઓની પાસેની કાળી પટ્ટીપર અટકે છે ત્યાંથી બરોબર એક તસુને અંતરે સીધી લીટી દોરવી. અને તેનાથી એક તસુને અંતરે બીજી દોરવી. અને તેનાથી અડધે તસુને અંતરે ત્રીજી લીટી દોરવી. પહેલી લીટી તે પહેલી આંગળીને માટે, (જે ડાબા હાથના અંગુઠા પાસે છે તે) ને બીજી લીટી તે બીજી આંગળીને માટે, અને ત્રીજી લીટી તે ત્રીજી આંગળીને માટે, પ્રથમ ચોથી દોરી ખાલી વગાડવી એટલે "સા"નો સુર નીકળશે. તેની ઉપર પેહેલી આંગળી મુકી (આ આંગળીના છેડાનો બરોબર વચલો ભાગ પેહેલી પાડેલી લીટી ઉપર મુકવો) વગાડવાથી "રી"નો સુર નીકળશે. તેની નીચેની લીટી ઉપર બીજી આંગળી મુકવાથી "ગ" નો સુર નીકળશે. તેની નીચેની લીટી ઉપર ત્રીજી આંગળી મુક્યાથી "મ"નો સુર નીકળશે. પછી ત્રીજી દોરી ખાલી વગાડવી. સંભાળ અહીંજ રાખવાની છે, કારણકે તે એવી રીતે ચડાવવી યા ઉતારવી કે તેમાંથી "પ"નો સુર નીકળે, પછી તેના·

જ ઉપર (એટલે ત્રીજી દોરી ઉપર) પેહેલી આંગળી મુકયાથી (એટણે પેહેલા કાપાપર) "ધ"નો, બીજી આંગળી મુકયાથી (એટલે બીજા કાપા ઉપર) "ની" નો સુર નીકળશે, ત્રીજી આંગળી મુકયાથી (એટલે ત્રીજા કાપા ઉપર) "સા" નીકળશે. ત્રીજી દોરી આમ કર્યાથી ચોથી સાથે મળી રહેશે. હવે ત્રીજી દોરી સાથે બીજી દોરી મેળવવાને પ્રથમ ત્રીજી દોરી ખાલી વગાડવાથી જે સુર નીકળે તે "સા" ગણુવો પેહેલી આંગળી "રી" બીજી આંગળી "ગ" ત્રીજી આંગળી "મ" હવે બીજી દોરી ખાલી વગાડવી તે એવી રીતે મેળવીને વગાડવી કે બરોબર "પ" નો સુર નીકળે, પછી પેહેલી આંગળી મુકયાથી "ધ" નો સુર નીકળે, બીજી મુકયાથી "ની" નો સુર નીકળે, અને ત્રીજી મુકયાથી "સા"નો સુર નીકળે. આમ કર્યાથી ત્રીજી દોરી સાથે બીજી દોરી મળી રહેશે. અને ત્રીજી સાથે બીજી મેળવી તેમજ બીજી સાથે પેહેલી મેળવવી, એટલે બીજી દોરી ખાલી વગાડતાં જે અવાજ નીકળે તેને "સા" ગણુવો અને ઉપર પ્રમાણે આગળ કામ ચલાવવું, યાદ રાખવું કે જે દોરીપર આંગળી મુકી હોય તેજ દોરીપર ગજ ફેરવવો, બીજી દોરીપર ના ફરે. ૧૨

ત્રીજી રીત એ કે ચોથી દોરી ખાલી અને ત્રીજી દોરીપર ત્રીજી આંગળી મુકી તેઓને ગજથી સાથે વગાડવી. જ્યારે તેઓ બન્ને એક સુર થઇ જાય,ત્યારે સમજવું કે દોરી બરો-

ખર મળી છે કારણ કે ચોથી દોરી ખાલી વાગી તેને અહીંયા આપણે "સા"નો સુર ગણ્યો અને ત્રીજી દોરીપર ત્રીજી આંગળીનો સુર વાગ્યો તે પણ "સા" થયો. એ ચડતા ગ્રામનો થયો પણ અવાજ તો સરખો થયો. એજ પ્રમાણે ત્રીજીને બીજી મેળવવી, અને છેવટે બીજી સાથે પેહેલી.

ચોથી રીત એ કે ચોથી આંગળીને (એટલે ત્રીજી આંગળીની જગ્યા કરતાં એક તસુ ઊંચે) પ્રથમ ચોથી દોરી ઉપર રાખીને અવાજ કરવો. અને ત્રીજી દોરીનો ખાલી અવાજ કરવાથી ચોથી દોરી સાથે ત્રીજી દોરી મળશે, તેમજ ત્રીજી સાથે બીજી અને બીજી સાથે પહેલી. 

હારમોન્યમ સાથે ફીડ્લ મેળવવી હોય તો ખરજના "સા" સાથે ચોથી દોરી મેળવવી. ખરજના "પ" સાથે ત્રીજી, સુરના "રી" સાથે બીજી, અને સુરના "ધ" સાથે પેહેલી. આમ મેળવવાથી ફીડ્લના તારો તુટતા નથી, આથી નીચો મેળાપ રાખ્યો હોય તો ઠીક પણ ઉંચો રાખ્યાથી તારો વધારે તુટે છે.

હવે આ તો માત્ર મેળવવાની રીતો થઈ પણ ફીડ્લની "સારીગમ" નીચે મુજબ સમજવી.



# ફિડ્લની "સારીગમ" સમજવાની રીત.

(આ બરોબર ધ્યાનમાં રાખશો તો ચોપડીમાં લખેલાં ગાયનો ફિડ્લમાં વાગશે.)

કોમળ, તીવ્ર સુરોને માટે આંગળીઓ નીમેલી જગ્યા કરતાં નીચી ઉંચી મુકવી પડે છે. નીચી, એટલે ખીલીઓ તરફ અને ઉંચી, એટલે આપણા મોંઢા તરફની સમજવી.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દોરી | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| આંગળી | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ |
| નીચી-ઉંચી, | | ની | | ની | | | ઊ | | ની | | ની | | | ઊ |
| ખરજ-ટીપ, | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | | | | | | | |
| સુર | મુ | મ | પ | ધુ | ધ | ની̮ | ની | સા | રી̮ | રી | ગુ | ગ | મુ | મ |

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દોરી | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| આંગળી | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ |
| નીચી-ઉંચી, | | ની | | ની | | | ઊ | | ની | | ની | | | ઊ | |
| ખરજ-ટીપ, | | | | | | ટી | ટી | ટી | ટી | ટી | ટી | ટી | ટી | ટી | ટી |
| સુર | પ | ધુ | ધ | ની̮ | ની | સા | રીં̮ | રી | ગુ | ગ | મુ | મ | પ | ધુ | ધ |

હવે પહેલા તારમાંથી તો ટીપના તીવ્ર "ધ" સુધી અવાજ નીકળ્યો, પણ બાકીના ટીપના સુરોનો ખપ પડે તો જેમ ત્રીજી દોરીને "સા" ગણ્યો તેમ ચોથી દોરીને "સા" ગણીને "સારીગમ"નો હીસાબ બાંધવો પડે છે, તેમજ શરૂ કરતાં ચોથી દોરી ખાલી છે તેને "ખરજનો કોમળ (મુ)" ગણ્યો છે. ત્યારે બીજા ખરજના બાકી રહેલાસુરોનો ખપ પડે તો બીજી દોરીને "સા" ગણીને "સારીગમ' નો હીસાબ બાંધવો પડે છે. આ કામને ઘણા દીવસનો મહાવરો જોઈએ. જો ઘણા દીવસનો મહાવરો થશે તો પેહેલી દોરી પર હાલ છે તે કરતાં પણ ટીપના વધારે સુરો કહાડતા આવડશે. આ રીવાજ ઇંગ્રેજ લોકોમાં તથા મદ્રાસ, કલકત્તા, કર્ણાટક તરફ વધારે હોય છે.

હવે આટલી સમજ બરોબર ધ્યાનમાં લીધા પછી "સારીગમ" વગાડી ગાયનો શરૂ કરવાં. બે ત્રણ જાતની "સારીગમ" પર હાથ ફેરવ્યા વગર ગાયનની ઉતાવળ કરવી નહીં.



# કળોની નિશાનીઓ.

| કોમળ | ખરજ સુર | ટીપ | તાલ | માત્રા | એકથી વધારે અક્ષર માટે એકજ સુર. |
|---|---|---|---|---|---|
| (⌣) | (ખ) | (ટી) | (૧૨૩૦) | (।।।) | (—) |

(⌣) સુરનો કોઈ અક્ષર કોમળ કે તીવ્ર સમજવાને માટે તીવ્ર સુરને માટે કાંઇ પણ નીશાની નથી, કોમળ સુર ઓળખવાને માટે સુરના અક્ષરની નીચે (⌣) આવી નીશાની મુકેલી છે. માટે જે અક્ષરની નીચે એવી નીશાની કરેલી હોય તે કોમળ સુર છે એમ સમજવું. જેમકે,

રૂી ગ઼ુ મ઼ુ ધ઼ુ ન઼ુી એ કોમળ એટલે કાળી કળો સમજવી. દાખલા તરીકે કોમળ "રૂી" કરવો હોય તો "રી"ના નીચે(⌣) નીશાની હોય તો તે "રૂી" કોમળ સમજવો.

(ખ) ગાયન અથવા ગત વગાડતાં ત્રણમાંથી ગમે તે સપ્તકના સુરો વચમાં આવે છે તે વખતે એ સુર કયા સપ્તકનો છે તે જાણવા સારૂ દરેક સપ્તકને માટે નક્કી કરેલી નીશા-નીઓ ધ્યાનમાં રાખવી. તે નીશાનીઓ આ પ્રમાણે કે જે સુરના માંથા પર આવો (ખ) અક્ષર મુકેલો હોય તો તે સુર ખરજના અથવા પેહેલા સપ્તકના સમજવા. જેમકે,

ખ ખ ખ ખ ખ ખ ખ                                                                 ખ

સા રી ગ મુ પ ધ ની દાખલા તરીકે ખરજના સપ્તકનો "સા" કરવો હોય તો "સા" ના માંથા પર "ખ" અક્ષર હોય તો તે "સા" ખરજનો અથવા પહેલા સપ્તકનો સમજવો.

બીજા અથવા સુરના સપ્તક ઉપર કાંઇ નીશાની કરી નથી. માટે વગર નીશાનીવાળો સુરનો અક્ષર હોય તો તે બીજા અથવા સુરના સપ્તકનો સમજવો.

(ટી) ત્રીજો અથવા ટીપનો સપ્તક ઓળખવા સુરના અક્ષરપર આવી (ટી) અક્ષરની નીશાની કરેલી છે માટે સુરના જે અક્ષરપર એવી નીશાની કરેલી હોય તે ત્રીજા અથવા ટીપના સપ્તકનો સમજવો. 17

ટી ટી ટી ટી ટી ટી ટી

જેમકે સા રી ગ મુ પ ધ ની દાખલા તરીકે ટીપના સપ્તકનો

ટી                                                                 ટી

"સા" કરવો હોય તો તે "સા"ના માથાપર "ટી" અક્ષર હોય તો તે "સા" ટીપનો અથવા ત્રીજા સપ્તકનો સમજવો.

૧-૨-૩-૦ આ નીશાનીઓ તાલ અને માત્રાને માટે છે એટલે ગાયનને મથાળે મુકેલી જુદી જુદી તાલોમાં "સમથી" તે પાછા "સમ" સુધી આવતાં તેના કેટલા ટુકડા કરવા પડે છે

અને તે દરેક ટુકડો કેટલી કેટલી માત્રાનો છે અને એકંદર કેટલી માત્રાની તાલ થાય છે તે બતાવવા રાખી છે. દરેક ગાયનની તાલમાં માત્રા એકસરખી હોતી નથી (કદાચ હોય છે તો તેની ગતીમાં ફરક હોય છે) એટલે કોઇ તાલ ૧૬ માત્રાની તો કોઈ ૧૨ની તો કોઇ ૧૦ની એવી રીતે જુદી જુદી તાલોમાં જુદી જુદી માત્રાઓ ગણવામાં આવે છે, તેમજ તેના ટુકડા પણ જુદી જુદી રીતે આવે છે. કોઈમાં ૬ ટુકડા તો કોઇમાં ૪ તો કોઇમાં ૩ એવી રીતે આવે છે. તેમ દરેક ટુકડામાં માત્રા પણ સરખી આવતી નથી. કોઇમાં ૨ તો કોઇમાં ૩ તો કોઈમાં ૪ એવી રીતે આવે છે. વળી તેમાં "સમ"ની જગ્યા પણ જુદી જુદી હોય છે. કોઇનો "સમ" પેહેલી તાલપર, કોઇનો બીજીપર, તો કોઈનો ખાલીપર એવી રીત હોથ છે. ૧૯

તાલ દેતી વખતે ૧ ૨ ૩ એવી નીશાની હોય ત્યાં તાળી મારવી એટલે પેહેલી બીજી ત્રીજી તાળી એ પ્રમાણે. અને (૦) આવી નીશાની હોય તો તેટલા વખતમાં હાથ ખાલી નાંખવો અને ખાલી ભરી તાલોની વચમાં (।।) આ નીશાનીઓ છે તે અંદરની માત્રાઓ છે માત્રાનો સરખો હીસાબ લાવવાને ગાયનના શબ્દો તોડવાથી ગાયનના અર્થનો અનર્થ થાય છે. જેમકે એક ગાયન આ પ્રમાણે હોય-કાહુ કીસીસે દીલ ના દીજે દીલ દીજે સો સમજ સોચકે-આ ગાયનમાં એક એક શબ્દનો અર્થ ખુલ્લો સમજાય છે, પણ જ્યારે

માત્રાના હીસાબમાં લાવવાને અંદર સ્વરો અ આ ઇ ઉ વિગેરે ઉમેરીને આ પ્રમાણે શબ્દો ગોઠવવા પડે છે-કાહુકી સીઈસેએ દીલનાઆ દીઇજેએ દીલદીઈ જેએસોઓ સમજસો ઓચકે-એ પ્રમાણે તોડવાથી એકે શબ્દનો પણ અર્થ સમજાતો નથી, પણ શીખવાની રીત તો એજ છે. એ પ્રમાણે જુદી જુદી તાલોને માટે જુદી જુદી રીતે શબ્દો તોડવા પડે છે, માટે આખું ગાયન જયાં મુકેલું હોય ત્યાંથી આખું યાદ કરી લીધા વિના તે ગાયન વગાડતાં શીખવવાની ઉતાવળ કરવી નહીં.

(—) વળી વગાડવામાં કોઇ કોઈ ઠેકાણે ગાયનમાં એકથી વધારે અક્ષરોને માટે સુરનો એકજ અક્ષર આવે છે. જેમકે આ ચોપડીના પેહેલા ગાયનમાં "સગ" એ બે અક્ષરોને માટે સુરનો અક્ષર ફક્ત એકજ એટલે "ધ" છે, તો તે ઠેકાણે બેઉ અક્ષરોનો એકજ અવાજ સમજવો. એજ રીતે આગળ પણ જયાં બે અથવા તેથી વધારે અક્ષરોની નીચે (—) આવી લીટી કરેલી હોય તે ઠેકાણે તેટલા અક્ષરોને માટે આવેલા સુરનો એકજ અવાજ થવા દેવો. 



## તાલ અને માત્રા.



ગાયનનો શું રાગ છે તથા તે કઈ તાલમાં ગવાય છે તે જાણવા સારૂ દરેક ગાયનને મથાળે રાગનું અને તાલનું નામ લખેલું છે. તે તાલમાં કેટલી માત્ર છે અને તેમાં "સમ" ની જગ્યા કઇ તાલપર છે તે નીચે પ્રમાણે સમજવું.

સમ

કેરબો—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| તાલ | ૨ | ૦ | ૩ | ૦ | 0 | ૦ | ૧ | ૦ |
| માત્રા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

સમ

દાદરો—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| તાલ | ૧ | ૦ | ૦ | 0 | ૦ | ૦ |
| માત્રા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

સમ

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દીપચંદી (જેત)—તાલ | ૨ | ० | ० | ૩ | ० | ० | ० | ० | 0 | ० | ૧ | ० | • | • |
| માત્રા | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

સમ

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આડધા (ત્રીવટ)---તાલ | ૨ | ० | ० | ० | ૩ | • | ० | ० | 0 | ० | ० | ० | ૧ | ० | • | ० |
| માત્રા | ० | ० | ० | ० | ० | • | • | ० | ० | ० | ० | ० | ० | • | • | • |
| ૧૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

સમ

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પંજાબી (ત્રીતાલો)-તાલ | ૨ | ० | ० | ० | ૩ | • | ० | ० | 0 | ० | ० | ० | ૧ | ० | ० | ० |
| માત્રા | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| ૧૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

| | સમ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| લાવણી (કવાલી)—તાલ | ૨ | ૦ | ૩ | ૦ | 0 | ૦ | ૧ | ૦ |
| માત્રા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

| | સમ | | | | |
|---|---|---|---|---|---|
| પીસ્તો (ગઝલ)—તાલ | 0 | ૦ | ૧ | ૨ | ૦ |
| માત્રા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

| | સમ | | | | | |
|---|---|---|---|---|---|---|
| ખેમટો (નકટો)--તાલ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| માત્રા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

ઉપર લખેલી તાલોની માત્રા તો એ પ્રમાણે ગણાય છે, પણ ગાયનની "સરગમ" બાંધતી વખતે કોઈ ગાયનમાં લઘુ અક્ષરો વધારે આવતા હોય તો બેવડી માત્રાઓ ગણીને, અને ગુરૂ અક્ષરો વધારે આવતા હોય તો અડધી માત્રાઓ ગણીને "સરગમ" બાંધેલી છે.

# હાર્મોન્યમ ત્રણ સપ્તકનું હાથની ધમાણનું.








# હાર્મોન્યમ.

એ અંગ્રેજી વાજિંત્ર છે. સાદી રીતે જોતાં એમાં સફેદ અને કાળી એવી બે જાતની કળો જોવામાં આવે છે.

કાળી કળો ઉપર વધારે ધ્યાન રાખીને જોતાં તેને બે જાતના જથામાં ગોઠવેલી હોય એમ જણાય છે. એક જાતના જથામાં બે કાળી કળો અને વચમાં એક કળ રહે એટલી જગ્યા મુકી દઇને જોતાં બીજી જાતનો એટલે ત્રણ કાળી કળો સરખે અંતરે હોય એવો જથો, વળી આગળ જોઇએ ત્યારે એજ રીતે પહેલા બે અને પછી ત્રણ એ રીતે કાળી કળો દેખાય છે. કાળી કળોની એવી ગોઠવણ પરથી હાર્મોન્યમ બે જાતની આકૃતીનું બને છે એમ જણાય છે.

પેહેલી જાત-જેમાં ડાબા હાથ તરફની પેહેલી આવેલી સફેદ કળ "પંચમ"નો સુર આપે છે. તેમજ તે કળની પાસે કાળી બે કળો હોય છે. ઘણું કરીને હાલમાં ત્રણ સપ્તકનાં એજ જાતના "હાર્મોન્યમો" આવે છે.

બીજી જાતનાં-જેમાં ડાબા હાથ તરફની પેહેલી સફેદ કળ "સા"નો સુર આપે છે. તેમજ તે કળની પાસે કાળી ત્રણ કળો હોય છે, ઘણું કરીને આ બનાવટના થોડાજ હાર્મોન્યમો આવે છે.

કોઈપણ જાતનું સંપુર્ણ સુરનું વાજિત્ર વગાડનારે જાણવું જોઇએ કે મુખ્ય સુર સાત છે. અને એ સાત સુરના જથાને સપ્તક કહે છે, ગાનાર અથવા વગાડનાર એવા ત્રણ સપ્તકનો ઉપયોગ કરે છે. એ ત્રણે સપ્તકનાં ઓળખાંણને માટે જુદાં જુદાં નામો રાખેલાં છે, પહેલા સપ્તકનો અવાજ ઘાડો નીકળે છે તેથી તેને "ખરજનો સપ્તક એવું નામ આપેલું છે. બીજા સપ્તકનો અવાજ સાધારણ નીકળે છે તેથી ગાનારાઓ એ સપ્તકમાં ઘણું કરીને ગાય છે, માટે એ સપ્તકનું નામ "સુરનો સપ્તક" આપેલું છે. ત્રીજા સપ્તકનો અવાજ ઘણો બારીક હોવાથી તેનું "ટીપનો સપ્તક" એવું નામ આપેલું છે. કેટલાક "હાર્મોન્યમ" ખરોબર ત્રણ સપ્તક હોય એવી બનાવટનાં આવે છે, પણ કેટલાંક તો તેથી વધારે એટલે સાડાત્રણ, ચાર, અથવા પાંચ સપ્તકનાં હોય છે પણ ગાનાર અથવા વગાડનારને ત્રણથી વધારે સપ્તકની જરૂર પડતી નથી, તેથી મથાળે મુકેલી બેઉ આકૃતિઓ ત્રણ સપ્તકના હાર્મોન્યમની છે.

ઉપર લખવા મુજબ મુખ્ય સુર સાત છે તે આ પ્રમાણે–સા, રી, ગ, મ, પ, ધ, ની

એ સુરોમાં રી, ગ, મ, ધ, ની, એટલા પાંચ સુરોના બે ભેદ છે. તેને "કોમળ" અને "તીવ્ર" એવાં નામ આપેલાં છે, જેમકે કોમળ (રી) અને તીવ્ર (રી) કોમળ (ગ) અને તીવ્ર (ગ), કોમળ (મ) અને તીવ્ર (મ), કોમળ (ધ), અને તીવ્ર (ધ), કોમળ (ની) ને તીવ્ર (ની)

એ રીતે પાંચના મળીને દસ, તથા "સા" અને "પ" એ એક એક મળીને બાર સુર દરેક સપ્તકમાં હોય છે.

"હાર્મોન્યમ" આગળ કહી ગયા માફક, જોકે બે જાતની બનાવટનાં આવેછે,પણ શીખવનારને સેહેલું પડે એટલા માટે આ ચોપડીમાં બીજી જાતનું એટલે જેમાં ડાબા હાથ તરફની પહેલી સફેદ કળ "સા"નો સુર આપે છે' એવી બનાવટનું હાર્મોન્યમ વગાડવાની રીત આપેલી છે. પણ કોઇ પાસે પેહેલી જાતનું એટલે જેમાં ડાબા હાથ તરફ પેહેલી સફેદ કળ "પ" એટલે પંચમનો સુર આપે એવી બનાવટનું "હાર્મોન્યમ" હોય તો તેણે ડાબા હાથ તરફની "સફેદ ચોથી કળને" (સા)નો સુર સમજીને પછી આગળ મેળવી લેવાથી બધી હરકત દુર થશે.



## હાર્મોન્યમની કળોપર સુર ઓળખવાની રીત.

(જેની પર કળો ગોઠવેલી છે તેને "કીબોર્ડ" કહે છે)કળો ડાબા હાથ પરથી ગણવી.

પેહેલી સફેદ કળ તે "સા" તેની પાસેની કાળી કળ તે, કોમળ "રી"

બીજી સફેદ કળ તે તીવ્ર "રી" તેની પાસેની કાળી કળ તે, કોમળ "ગ"

ત્રીજી સફેદ કળ તે તીવ્ર "ગ" તેની પાસેની કાળી કળ તે, કોમળ "મ્"
ચોથી સફેદ કળ તે, તીવ્ર "મ"
પાંચમી સફેદ કળ તે, "પ" તેની પાસેની કાળી કળ તે, કોમળ "ધ્"
છઠ્ઠી સફેદ કળ તે, તીવ્ર "ધ" તેની પાસેની કાળી કળ તે, કોમળ "ની્"
સાતમી સફેદ કળ તે, તીવ્ર "ની"

એ રીતે સાત સફેદ અને પાંચ કાળી મળીને બાર કળોમાંથી નીકળતા અવાજ તે બાર સુર થયા, અને એ બાર સુરનો સામટો જથ્થો તે પેહેલો અથવા ખરજનો સપ્તક થયો એ રીતે આઠમી સફેદ કળાથી શરૂ કરીને ચૌદમી સફેદ કળ સુધીનો તે બીજા અથવા સુરનો સપ્તક અને પંદરમી સફેદ કળથી શરૂ કરીને એકવીસમી સફેદ કળ સુધી તે ત્રીજો અથવા ટીપનો સપ્તક, દરેક સપ્તકના સુરોની ગોઠવણ પહેલા અથવા ખરજના સપ્તકની માફક સમજવી. ૨૯

આ ઉપરથી વાંચનારે સમજવું કે કાળી કળો તે બધા કોમળ સુરને માટે છે અને સફેદ કળો તે તીવ્રને માટે છે.

ઉપલી ગોઠવણથી વગાડવાની રીત તો સેહેલી થઇ પડે છે, પણ હાલમાં ઘણે ભાગે ત્રણ કે સવા ત્રણ સપ્તકના હાર્મોન્યમો વપરાય છે અને વળી તે આગળ કહી ગયા તેવી પેહેલી

જાતની આકૃતિનાં એટલે જેમાં ડાબા હાથ તરફની પેહેલી કળ "પંચમ" નો સુર આપે તેવી બનાવટનાં આવે છે. એ ત્રણ સપ્તકની હાર્મોન્યમોમાં ૨૨ સફેદ કળો અને ૧૫ કાળી મળી ૩૭ સુરો આવે છે, અને સવા ત્રણ સપ્તકમાં ૨૩ સફેદ અને ૧૬ કાળી મળી ૩૯ સુરો આવે છે. હવે જયારે પ્રથમની ત્રણ સફેદ કળો મુકી દઈ ચોથી સફેદ કળપરથી "સારીગમની" શરૂઆત કરવાથી ત્રણ સફેદ અને બે કાળી મળી પાંચ સુરો ઓછા થાય છે તેથી કરીને ત્રીજો ગ્રામ જેને ટીપગ્રામ કહે છે તે અધુરો રહી જાય છે, કારણ કે એકંદર ૩૬ સુરો હોય ત્યારે ત્રણ ગ્રામ પુરા થાય છે. પણ બીજી જાતની આકૃતિના એટલે ડાબા હાથ તરફની પેહેલી કળ "સા" નો સુર આપે તેવી બનાવટના હાર્મોન્યમમાં શરૂઆતથી "સારીગમ" ગણતા ત્રણ ગ્રામ પુરા થાય છે. ૨૯

સા રી ગ મ પ ધ ની એ સુરો વાજિત્રમાં પક્કા ઓળખ્યા વિના તેમજ ઉપર બતાવેલા ત્રણ સપ્તક તથા કોમળ અને તીવ્ર સુરોના ભેદ બરાબર સમજ્યા વિના ગાયન વગાડતાં શિખવાનું શરૂ કરવું નહીં.

હવે શિખનારને ઉપર બતાવેલી રીત મુજબ કળો બરાબર ધ્યાનમાં રાખી આગળ બતાવ્યા પ્રમાણે વગાડતાં શિખવા શરૂઆત કરવી.

૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।।

ટી

*સા ... રી ... ગ ... +મુ ... પ ... ધ ... ની ... સા ...

---

*આ "સારીગમ" તથા તેની પછીની જુદી જુદી બનાવેલી "સારીગમ" સુરના સપ્તકની છે એમ જાણવું. એજ રીતે ખરજની તથા ટીપની "સારીગમ" વગાડીને યાદ કરવી.

+હમેશાં સાદી "સારીગમ" વગાડવામાં અથવા ગાવામાં "મુ" કોમળ વપરાય છે. "સારીગમ" ના સાત સુર ગળામાંથી કહાડતાં "મુ" નો અવાજ કુદરતી કોમળજ નીકળે છે. માટે "સારીગમ" શિખતાં "મુ" કોમળ વાપરવો. જેમ "સા" અને "રી"ની વચ્ચે કોમળ "રુ" છે તેમજ "રી" અને "ગ" ની વચ્ચે કોમળ "ગુ" છે તેમ "ગ" અને "મુ"ની વચ્ચે કોઇ સુર નથી માટે (મુ) કોમળ થયો. "મુ" અને "પ" ની વચ્ચે એક "મ"નો સુર છે તેને ચઢી મધ્યમ અથવા તીવ્ર "મ" કહે છે. આ "મ"ને કોઈ ચોકસ રાગણીમાંજ ઉપયોગ કરવામાં આવે છે, બાકી "સારીગમ"ના સાત સુર ભરતી વખતે કોમળ "મુ" નો ઉપયોગ કરવો.

એ રીતે ઉપરનું બરાબર ધ્યાનમાં બેઠાબાદ તેને નીચે મુજબ ઉલટાવીને વગાડવું.

૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।। ૧ ।।।
ટી
સા . . . ની . . . ધ . . . પ . . . મ . . . ગ . . . રી . . . સા . . .

એ "સારીગમ" વગાડી પકકી સમજ્યા બાદ હાથની ઝડપ વધારવા સારૂ ઉપરની "સારીગમ" ને બેવડી કરીને નીચે મુજબ વગાડવી.

૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । ।
ટી ટી
સા . સા . રી . રી . ગ . ગ . મ . મ . પ . પ . ધ . ધ . ની . ની . સા . સા .

બેવડી કરેલી "સારીગમ" પકકી કર્યા બાદ તેને વળી નીચે મુજબ ઉલટાવવી.

૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૨ । । ।
ટી ટી
સા . સા . ની . ની . ધ . ધ . પ . પ . મ . મ . ગ . ગ . રી . રી . સા . સા .

બેવડી "સારીગમ" સારી પેઠે ઉલટપાલટ વગાડી પકકી કર્યા બાદ નીચેની રીતે વગાડવું.

૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । । ૧ । । ।
ટી
સારીગ . રીગમ . ગમપ . મપધ . પધની . ધનીસા .

એ ધ્યાનમાં ઉતર્યા પછી વળી તેને આગળ મુજબ ઉલટાવવી.




૧ । । ।   ૧ । । ।   ૧ । । ।   ૧ । । ।   ૧ । । ।   ૧ । । ।

ટી

સાનીધ. નીધપ. ધપમ઼. પમ઼ગ. મ઼ગરી. ગરીસા.

હાથ વધારે છુટો કરવા સારૂ વળી નીચેની "સારીગમ" પણ ઉલટ પાલટ વગાડવી.

(સારીસા રીગ રીગરીગમ઼)

૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।

ટી

સારીસારી ગ. રીગ રીગમ઼. ગમ઼ગમ઼ પ. મ઼પ મ઼પધ. પધપધ ની. ધની ધનીસા.

૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।  ૧ । । ।

ટી ટી

સાનીસાની ધ. નીધ. નીધપ. ધપધપ મ઼. પમ઼ પમ઼ગ. મ઼ગમ઼ગ રી. ગરી ગરીસા.

સારીસા
સારીગરીસા
સરીગમ઼ગરીસા
સારીગમ઼પમ઼ગરીસા
સારીગમ઼પધપમ઼ગરીસા
સારીગમ઼પધનીધપમ઼ગરીસા

ટી

સારીગમ઼પધનીસાનીધપમગરીસા






જુદી જુદી રીતે વગાડવાને જો કે ઘણી જાતની "સારીગમ" થઈ શકે છે પણ ચાલુ સમયના શીખનારાઓ એથી વધારે કંટાળો ખાય છે, અને ગાયનો વગાડતાં શીખવાને એટલા તો અધીરા બની જાય છે, કે જો "સારીગમ"ના એથી વધારે ભેદો શીખવાનું ચાલુ રાખવામાં આવે તો કંટાળીને શીખવાનું માંડી વાળે છે. માટે એટલાજ ભેદો બતાવી હવે ગાયન વગાડતાં શીખવાની શરૂઆત કરીએ છીએ.





## ગાયન, ૧ લું મસનવી–તાલ, દીપચંદી.

ખુદાયા તું ખાવીંદ સબસે બડા, જમી આસમાં તુને પયેદા કીયા;
સઝાવાર હયે તુજકો તારીફ સબ, તું હયે સારી આલમકા ખાવીંદ રબ;
તું હય મહેરબાં તેરી સબપર મયા, જીસે ચાહે કરતા હયે ઉસપર દયા:
કીયામત કે દીનકાભી તું હયે ધની, ભીખારી હયે હમ ઔર તું હયે ગની;
તેરી બંદગી કરતે હયે હમ મુદામ, મદદ માંગતે હયે તેરી સુબ્હશામ;
દીખા રાહ સીધી તું હમકો તમામ, કે હમ દીન દુનીઆમે હયે શાદકામ; ૩૪
તેરી ન્યામતોમે જો હયે સરફરાજ, ઉન્હો જયેશા હમકો તું હરદમ નવાજ;
ગજબ તુને જીનપર કીયા ઉનકી રાહ, લીજા મત તું હમકો એ ઉસ્મે પનાહ;
ન ગુમરાહ કી રાહ હમકો દીખા, હમ આમીન કહેતે હયે અયે કીબ્રીયા;

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ | |
| ખુ. | દા.. યા. તું. | ખા.. | વીં. દ. | <u>સબ</u>. | સે. બ. ડા.. | .. | | | |
| ગ. | મુ.. મુ. ગ. મુ.. | | પ. પ. ધ.. | | પ. મુ. ગ.. | .. | | | |

૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦ ૧
જ . મી . . આ . સ . મા . . તુ . ને . પ ગે . દા . ફી . યા . . . .
સા . રી . . રી . સા . રી . . ગ . ગ . મ . . ગ . રી . સા . . . .
સજાવાર હુયે તુજકો .— ખુદાયા તું ખાવીંદ–માફક–વગાડવું.
તું હુયે સારી આલમકા— જમી આસમાં––માફક–વગાડવું.

## ગાયન ૨ જુ કાલીંગડો––તાલ, કેરબો.

છોરી બામનકી, છોરી બામનકી, અંગીઆકું અત્તર લગાકે ચલી;–છોરી૦
હાથમે તો પીંજરા, ગુલાબકી છડી, ભરી બજારમે ધુંડતી ફીરી;–છોરી૦

૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦
છોરી બા . મન કી . છોરી બા . મન કી . . .
ખ ખ
રીસા ની . સારી ગ . રીસા ની . સારી ગ . . .
૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦ ૧
અંગી આકું અ ત્ત ર લ ગાઆ કેચ લી . છોરી બા . મન કી . . .
ખ
મમ મમ ગ રી સા રી ગ મ ગરીસા . રીસા ની . સારીગ . . .

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ | ૦ | | | | |
| હાથ | મેતો | પીં જ | રા ગુ | લા બ | કીછ | ડી . . . | | | | |
| મુ . | ગમુ | પ . | પ પ | ધુ . | ધુધુ | પ . . . | | | | |
| ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ | ૦ ૧ |
| ભરી | બ . | જાઆ | ર મે | ધુંડ | તીપ્રી | રી . | છોરી | બા . | મન | કી . . . |
| મુમુ | ગ . | મુ ધુ | પ મુ | ગમુ | ગરી | સા . | રીસા | ની . (ખ) | સારી | ગ . . . |

## ગાયન ૩ જું કાફી જીલા—તાલ. દાદરો.

તકદીર હમારી ઈનદીનો કયેસી બદલ ગઈ,
પરી વો મેરે હાથસેં આકે નીકલ ગઈ.—તકદીર૦
એક દીન મેરે યારકી અબરૂ જો હીલ ગઈ,
લાખોં સીપાહ કટ ગયે તલવાર ચલ ગઈ.—તકદીર૦
શાકી સુરાહી હાથસે તેરે ઊગલ ગઈ,
વૈસી ખતાકી વો જો મેરી જાં નીકલ ગઇ.—તકદીર૦
રોયા થા હીજરે યારમે દરયા હુઇ રવા,
નારા કીયા તો અરશકી જંજીર હીલ ગઇ.—તકદીર૦

સોલા હમારી આહકા એસા હુવા બુલંદ,
બીજલી ચમકકે ચરખે કોહનસે નીકલ ગઇ—તકદીર૦
મીલા જો મેરા રણતો સારી જહાં મીલી,
વોહ એક બદલ ગયા તો ખુદાઇ બદલ ગઇ—તકદીર૦
જબ તકકે થા વતનમે વતન મેરે હાથ થા,
દીલ્હી "જફફર" સે છુટી હયે તબસે બદલ ગઇ—તકદીર૦

| | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|---|---|---|---|---|
| તક | દી ર હ | મા . રી | ઇ ન દી | નો . | કયેસી . | બ | દ લ ગ | ઇ . . | . . |
| પ | પ . ધ | પ . રી | ગ . રી | સા . | સા રી . | રી | ગ . ધ | પ . . | . . |

| | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|---|---|---|---|---|
| પ | રી . વો | મે . રે | હા . થ | સે . | આ કે . | ની . | કલ | ગઈ . . | . . |
| પ | ધ . ધ | ધ . ધ | ની . ધ | પ . | ધ ની . | સા (ટી) | ની . | ધ પ . . | . . |

એક દીન મેરે યારકી— તકદીર હમારી માફક વગાડવું.
લાખો સીપાહ કટ ગયે— પરી વો મેરે હાથસે—માફક વગાડવું




## ગાયન ૪ થું યમની તાલ, દીપચંદી.

ખુશીસેં કાટલે દીલદાર ગરદન યેહુ હાજર હુયે સરે બાજાર ગરદન;
જો આશક હુયે નહીં મરનેસેં ડરતે, કટાતે હુયે સરે બાજાર ગરદન,
તુમારે ઈશ્કમે જો નાતવાં હુયે, ઉઠા શકતે નહીં બીમાર ગરદન.
ખુદા જાને એ જુલ્ફે કયા બલા હુયે, સતાતી ખ્વાબમે હરબાર ગરદન.
હમારે યારકી પયેછાન કયા હુયે, કમર પતલી સુરાહીદાર ગરદન.
સદા આવાજ આતી હુયે ફલકસે, કોઈ મારા ગયાં ઉસપાર ગરદન.
"તુરાબ" ઈસ કાફમે જાના ન હરગીઝ, જહાં કટતી હુયે નીત દોચાર ગરદન.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
| ખુ . | શી . . | સે . . . | કા . . | . . ટ . | લે . . | દી. લ . | દા . . | . . ર . |
| ગ . | ગ . . | ગ . . . | મ . . | . . ધ . | પ . . | મ ગ . | સા . . | . . રી . |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૩ | ૦ | ૧ |
| ગર . | દ ન . . | . . . | . . |
| ગરી . | સા. . . | . . . | . . |






```
   ૨    ૩     ૦   ૧        ૨     ૩       ૦     ૧
ચે હુ હા . . જ . ૨ . હયે . . . સ . રે . . બા . આ . જા . . . . ર .
ગ . ગ . . ગ . ગ . મ઼ . . . ધ . પ . . મ઼ . ગ . સા . . . . રી .
 ૨    ૩    ૦   ૧
ગ ર . દ . ન .  . . .  . .
ગ રી . સા . . .  . . .  . .
     ૨    ૩    ૦   ૧        ૨    ૩     ૦   ૧
જો   આ . . શ . ક . હયે . . . ન . હી . . મ . ૨ . ને . . . . સે .
ગ    ગ . . પ . પ . પ . . . પ . પ . . પ . પ . ધ . . . . પ .
     ૨   ૩    ૦   ૧
     ડ ર . તે . . . . . . .  . .
     ધ ધ . પ . . . . . . .  . .
     ૨    ૩    ૦   ૧       ૨    ૩      ૦   ૧
ક . ટા . . તે . . . હયે . . . સ . રે . . બા . આ . જા . . . ર
ગ . ગ . . ગ . . . મ઼ . . . ધ . પ . . મ઼ . ગ . સા . . . રી
```





૨ ૩ ૦ ૧
ગ . ર દ . ન . . . . . . } તુમારે ઇશ્કમે—જો આશક હુયે-માફક
ગરી સા . . . . . . . . } ઉઠા શકતે નહીં—કટાતે હુયે-માફક

## ગાયન ૫ મું—જીલ્લા, તાલ કેરબો.

તક તક મારે નજરીયાં રાય, કાલીસી જુલ્ફોમે જીઆ લલચાયે.—તક તક૦
એક તો મારે તોરી બાલી ઊમરીયાં, દુજો મારે જોબનવા રાય; ૪૦
તીજો મારે તોરી અંગીયાકી બટવા, કયા જાદુ ડારા નજરીયાં રાય.—તક તક૦

૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦ ૧
તક તક મારે . ન જરી યાંઆ રા . . ય કાલી . સી જુલ્ફો . મે જીઆ લલચા . યે .
ખખ
ધ ધ સારી ગગ . રી સારી ગરી સા . . . ધ ધ . ધ ધ પ . ધ મુ પ પમુગ . રી .
૨ ૩ ૦ ૧ ૨ ૩ ૦ ૧
તક તક મારે . ન જરી યાંઆ રા . . ય
સાસા સારી ગગ . રી સારી ગરી સા . . .

२ ३ ० १ २ ३ ० १ २ ३ ० १ २ ३ ० १
. એ કતો મારે તોરી બાલી . ઉ મરી યાં . દુ . જો . મારે . જો બન વાઆરા . . ૫
ટી ટી
. મ઼ુ ગમ઼ુ પ પ પ પ ધસા . ની ધધ પ . ધ . પ . ધસા . ની ધપ નીધપ . . .
२ ३ ० १ २ ३ ० १ २ ३ ० १ २ ३ ० १
. તી . જો મારે તોરી અંગીયાકી બટ વા . કયાજા . દુ ડારા . ન જરી યાઆરા . . ૫
. ધ . ધ ધધ પ ધ મ઼ુ પ પમ઼ુ ગગ રી . સાસા . રી ગગ . રી સારો ગરી સા . . .



## ગાયન ૬ ઠું—ભોપાલી, તાલ અદ્ધા.

દીલ દારી કીની રે, તુને ઓ હમ દમ, દીલ બરીયાં;
પ્રીતમે ભરીયાં ઓ પરીયાં નગરીયાં, નજરીયાં, પરકર કે,
ગમ ખ્વારી કીનીરે,—દીલદારી કીનીરે.
મન અંદર રહી ગુજર ગુજર જો, બાત ખબર દી તુને આકે;
ચલ દો હસતે ખીલતે અબ તૈયારી કીનીરે;—દીલદારી કીનીરે.




૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩

દીલ દાઆરી . કી . ની રે . . . . . દીલ દાઆરી . . કી . ની રે . . . . .

નીધ નીધપ . રી . ગ પ . . . . . નીધ નીધપ . . રી . ગ પ . . . . .

૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩

તુને ઓ . . . . . હમ દ . મ . . . તુને ઓ . ઓ . . . હમ દ . મ . . .

ગરી ગ . . . . . રી . સા . . . . . ગરી ગ . પ . . . ગરી સા . . . . .

૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩

દીલ ભરીયા . પ્રી . તમે ભરીયાંઓ પરીયાંન ગરીયાંન જરીયાં. પર કર કે .

ગરી ગરીસા . પ . પપ પપપપ પપપપ પપપપ પપપ . પ . પ પ . ૪૨

૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩

ગમ ખ્વાઆરી . . કી . ની રે . . . . . દીલ દાઆરી . . કી . ની રે . . . . . . .

નીધ ની ધ પ . . રી . ગ પ . . . . . નીધ નીધપ . . રી . ગ પ . . . . . .

૦ ૧ ૨ ૩ ૦ ૧ ૨ ૩

મનઅં . દ ર ર હી ગુ જ ર ગુ જ ર જો . ણા . તખ ણ ર દી . તુ . ને . આ કે .

ટી ટી ટી ટો ટી ટી ટી . ટી ટી ટી ટી

ગગગ . પપ ધપ સાસાસાસા સાસાસા . ધ . નીની સાસારી . સા . ની . ધ . પ .




